ૐ તત્સત પરમાત્માને નમઃ

શ્રી ૧।

સ્વર્ગસ્થ શ્રીમંત કેપ્ટન હીઝ હાઇનેઝ મહારાણા
સર રણજીતસિંહજી સાહેબ બહાદુર કે. સી.
આઇ. ઇ. વાલીયે રીયાસત બરવાનીના
આશ્રીત

## શ્રી ભારત નાટક કંપની



# શક્તિ-પ્રભાવ

નાટકના ગાયનો
તથા
ટુંક સાર

કીંમત ૩ આના.

ॐ તતસત પરમાત્માને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમંત કેપટન હીઝ હાઇનેસ મહારાણા સર રણજીતસિંહજી સાહેબ બહાદુર કે. સી. આઇ. ઇ. વાંસીયે રીયાસત બરવાનીના આશ્રીત

## શ્રી ભારત નાટક કંપની.

# શક્તિ-પ્રભાવ.

નાટકનો સંક્ષીપ્ત સાર અને ગાયનો

શ્રી ભારત નાટક કંપની માટે છપાંવી પ્રસીદ્ધ કરનાર

—: શ્રી ભારત નાટક કંપની. :—

ઠે૦ સુર્યપ્રકાશ થીયેટર—સુરત.

—:(૦):—

આવૃત્તિ પહેલી.) સને ૧૯૩૧. (પ્રત ૫૦૦

કીંમત ૩ આના.

૧૫૮૦૬

ખેલ નામે—**શક્તિ પ્રભાવ** યાને **મહાકાળીનો અંશાવતાર.**

# શક્તિ પ્રભાવે નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ વર્ગ.



**જયસિંહ**—ચાંપાનેરનો રાજા.

**ગુણાઢય**—તેનો નેક પ્રધાન.

**રમણચંદ્ર**—અશ્વપરીક્ષક.

**વિનયચંદ્ર**—ખજાનચી.

**ગુલાબસિંહ**—કોટવાળ.

**શંભુ**—જમાદાર.

**મહમદ બેગડો**—ગુજરાતનો બાદશાહ.

## સ્ત્રી વર્ગ.

**મહાકાળી**—આદ્યશક્તિ.

**બ્રહ્મકુમારી**—શક્તિનો અંશાવતાર.

**મલીકા**—જયસિંહની રાણી.

**ચાલકચંદા**—રમણચંદ્રની સહોદર ભગીની ને વિનયચંદ્રની ધર્મપત્નિ

**નવીકાકી**—શંભુની નવીકાકી.

**નવરંગા**—કોટવાળની પુત્રી ને શંભુની થનાર સ્ત્રી.

તે શીવાય દૈવી વ્યક્તિઓ, ચોપદાર, સેનાપતી, સાપેશાલર, ભદ્રસિંહ, વજીર, પ્રજાવર્ગ, દાસ, દાસીઓ, કંચનીઓ વિગેરે વિગેરે.

**સ્થળ**—ચાંપાનેર અને તેની આસપાસનું જંગલ તથા અમદાવાદ.



# શકિત—પ્રભાવ.



## નાટકનો સંક્ષીપ્ત સાર.



### અંક ૧ લો.

વાદળમાં દૈવી વ્યક્તિઓએ મહાકાળીનું સ્તવન કરવું. આદ્યશક્તિનુ પ્રગટ થવું, બાદ અંશાવતાર લેવા માટે દેવીઓ સાથે મહાકાળીનો વાદવીવાદ **यंद्र भाग्यम विर्धीना ललाट लीखातमः दैवस्य कीम दोशनमः** એ સત્ય છે. **સીન ટ્રાન્સફર.**

**પ્રવેસ ૧ લો**—આબેહુબ મહાકાળીનું ભવ્ય મંદીર રાજા જયસિંહની ભકિત. નવરાત્રીનો માંગળીક પ્રસંગ હોવાથી પોતાની સહચરીઓ સાથે મહાકાળીના મંદીરમાં પ્રભાકુમારીએ ગરબો ગાવો. જયસિંહનું પ્રભાકુમારીપર આશક થવું.

**પ્રવેસ ૨ જો**—ભર જોબનમાં આવેલી શંભુની નવી કાકી વિધવા થએલી હોવાથી કોટવાલ સાથે પ્રેમ જોડવાના વીચાર કરે છે, શંભુનું આવવું, નોકરીમાં દાખલ કરવા કોટવાલને કરેલી ફરમાશ નવી કાકીએ શંભુ પાસે જાહેર કરી પોતાને મહીઅર જવું, શંભુને જમાદારનો હુકમ મળવો. કોટવાળનું આવવું. નવી કાકીના વેશમાં શંભુએ કોટવળના મનોદગાર જાણવા.

**પ્રવેશ ૩જો**—ગીહવળ દશામાં જયસિંહે, પ્રભાકુમારી મેળવવા માટે રમણચંદ્રને દુર કરવા સારૂ અશ્વ ખરીદવા બહારગામ મોક-

લાવે, ભયભીત થએલા રાજા જયસિંહને મલ્લિકાએ બોધ આપવો. પોતાના મનોભાવ જાણવાથી મલ્લિકા પાસે જયસિંહનો ફરેબ. વ્યભિચારના કાયદાને અમલમાં મુકવો.

પ્રવેસ ૪થો—પ્રભાકુમારી તથા રમણચંદ્રનું ઉંચ ભાવનામાં પ્રથમ દીગ્દર્શન.

પ્રવેસ ૫મો—ચાંપાનેરમાં આવતા જતા જાત્રાળુપર સાપેહ-સાલારની લુંટ. રમણ ચંદ્રની પરાક્રમથી સાપેહસાલારની હાર.

## ટેબલો.

પ્રવેસ ૬ઠો—શંભુને ત્યાં કોટવાળની દીકરી નવરંગાનું આવવું નવા કાકીના વેશમાં શંભુએ નવરંગાને ભેટવું, કોટવાલ તથા નવી કાકીના આવવાથી શંભુનું પોકળ પ્રકાશવું.

પ્રવેસ ૭મો—બગીચામાં અલકનંદા સાથે વિનયચંદ્રનું પ્રેમ મીલન શંભુ તથા નવરંગા વચે લગ્નનો એકરાર વ્યભીચારનો કાયદો ભંગ કર્યા બાબત કોટવાળે અલક તથા વિનયચંદ્રને કેદ કરવા.

## ટેબલો.

પ્રવેકેસ ૮મો—કોટવાળે અલક તથા વિનયચંદ્રને જયસીંહ પાસે રજુ કરવા, દેહાંત દંડની સજા ફરમાવી બંનેને કારાગ્રહમાં મોકલવા. પ્રભાકુમારીનું આવવું. નીરદોષને છોડાવવા રાજા પ્રત્યે યાચના. રાજાની પ્રેમ માંગણી પ્રભાકુમારીનો ઇન્કાર, મલ્લીકાથી પ્રભાકુમારીના શીયળનો બચાવ.

## ટેબલો.

પ્રવેશ ૯ મો—વાંદાનો વીલાપ. નવરંગાને છળવા શંભુના વીચાર

**પ્રવેશ ૧૦મો**—સ્મશાન ભુમી. અલક તથા વિનયચંદ્રને ચીતામાં હોમવા પ્રહ્લકુમારીનો જયસીંહનો શ્રાપ. પ્રહ્લકુમારી કેદ, નીરદોષનો બચાવ કરવા ચીતામાંથી મહાકાળીએ વૈરાટ સ્વરૂપ ધારણ કરવું. **ટેબલો. શક્તિ પ્રભાવ.**

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧લો**—અશ્વ ખરીદી રમણચંદ્રનું આવવું, ગેરહાજરીમાં બનેલું દરેક વૃતાંત આમાત્ય ગુણાઢયે કહેવું, અલક તથા વીનયચંદ્રને મળવા રમણચંદ્રને અભેદુ પંથનો ચીતાર આપી આમાત્યે જવું. બાદ કોટવાળે આવી મહારાજા તરફથી નીકળેલ રમણચંદ્રને હદપાર થવાનો હુકમ આપવો. વેરવાળવા રમણની ભીષ્મ પ્રતીજ્ઞા.

**પ્રવેશ ૨જો**—જંગલમાં રહેતાં અલક તથા વિનયચંદ્ર સાથે રમણચંદ્રનો ભેટો અલક તથા વિનયચંદ્રનો હરત મેળાપ કરી પ્રહ્લકુમારીને છોડાવવા રમણચંદ્રે પાવાગઢ તરફ જવું.

**પ્રવેશ ૩જો**—મહમદ બેગડાની કચેરી. જયસીંહની ખરાબ રાજનીતીથી ચાંપાનેર પર ચઢાઇ કરવા સીપેસાલાર પ્રત્યે મહમદ બેગડાનો હુકમ.

**પ્રવેશ ૪થો**—નવીકાકી તથા કોટવાળનો પ્રેમ તોડાવવા ચાલાક શંભુની ચાલાકી હાસ્યનો આબેહુબ ચીતાર.

**પ્રવેશ ૫મો**—જેલમાં પ્રહ્લકુમારી અને રમણચંદ્રનો ભેટો, પ્રહ્લકુમારીના ઉદદેશથી જયસીંહને ઠાર કરવાની રમણે પ્રતીજ્ઞા લઇ ચાલ્યા જવું. બાદ જયસીંહનું આવવું, પ્રહ્લકુમારી પર બળાત્કાર

.ની તૈયારી, મલ્લીકાએ આવી રાજાને પાપના પંથે નહીં જવાનો બોધ કરવો. મલ્લીકાનો પરાજય કરવા પાપી રાજાની વક્રદ્રષ્ટિ. બ્રહ્મકુમારીનું અંતરધ્યાન થવું. **શક્તિ પ્રભાવ.**

## ટેબલો.

**પ્રવેશ ૬ઠ્ઠો**—નવી કાકી તથા કોટવાળનો પ્રેમ પાછળથી શંભુનું આવવું ને પોતાની વીચીક્ષણ બુદ્ધિથી શંભુએ બંને પાસે અનાચાર નહી કરવા માટે પ્રતીજ્ઞા લેવડાવવી.

**પ્રવેશ ૭મો**—શયનગ્રહમાં સુતેલા જયસીંહનું ખુન કરવા રમણચંદ્રનું આવવું. ગુણાઢયથી જયસીંહનો બચાવ.

## ટેબલો.

**પ્રવેશ ૮મો**—કોટવાલ તથા સીપાહીઓનું વીનયચન્દ્રની શોધ કરવા જવું.

**પ્રવેશ ૯મો**—અલક તથા વિનયચંદ્રને પકડવા કોટવાલનું જંગલમાં આવવું કોટવાલ અને વિનયચંદ્ર વચ્ચે યુદ્ધ, અલકના શ્રાપથી કોટવાલનું ચકમ બનવું, અલક તથા વિનયને પહાડ ઉપરથી ફેંકી દેવાનો પાપાત્મા પતાઇના હુકમ દૈવી ચમત્કારથી બંનેનો બચાવ.

**ટેબલો.** **શક્તિ પ્રભાવ.**

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧લો**—પાવાગઢના કાલ્લામાં જવાનો ગુપ્ત માર્ગ—સાચ..વનાર ભવસીંહનું ખુન કરી રમણચંદ્રના ફરમાનથી શાહના સૈન્ય સાથે વીનયચંદ્રે કીલ્લામાં દાખલ થવું.

પ્રવેશ ૨જો—શંભુના ત્રાસથી ભકતતાણીનો ડોળ ધારણ કરેલ નવીકાકીના ગુલાબસીંહને મળવાના મનોદ્દગાર, યોગીવેશમાં શંભુની નવી કાકી સાથે મુલાકાત, અનાચારી કાકીનું યોગીવેશમાં રહેલ શંભુપર આશક પડવું. ચક્રમ કોટવાલનું આવવું, શંભુએ જાહેર થવું. શંભુના હાથથી ચક્રમનું ખુન, નવીકાકીના ફુરેબી જાળ.

પ્રવેશ ૩જો—જયસીંહનો પશ્ચાતાપ. મલ્લીકાનું આશ્વાસન. એગડાના સૈન્ય સાથે વિનયચંદનું આવવું. જયસીંહ કેદ, મલ્લીકા તથા તેની સહચરીયોનો અગ્ની પ્રવેશ.

## ટેબલો.

પ્રવેશ ૪થો—પ્રભાકુમારીના બોધથી, રમણચંદ્રનો સન્યસ્ત લેવાનો દ્રઢ વિચાર.

પ્રવેશ ૫મો—યોગી વેશમાં રહેલ શંભુપર નવરંગાનું આશક થવું. નવરંગાની પ્રેમ માગણી, યોગી વેશમાં રહેલ શંભુનો સ્વીકાર. નવી કાકીનું આવવું, વેશધારી યોગીના પ્રેમ માટે નવરંગાને નવી કાકી વચ્ચે તકરાર. શંભુનું પ્રગટ થવું, નવીકાકીનો પ્રશ્ચાતાપ, પોતાના સ્વહસ્તે શંભુ તથા નવરંગાનો હસ્તમેળાપ કરી નવાકાકીનું યોગીની બની અરણ્ય તરફ ગમન. શંભુ તથા નવરંગાનું વિનયચંદ્ર પાસે જવું.

પ્રવેશ ૬ઠ્ઠો—જયસીંહને પ્રભાકુમારીનું દર્શન. પુર્વ વૃતાંતનો ખુલાસો. ગુણાઢ્ય તથા જયસીંહનું પરસ્પર મરણ.

સીન ટ્રાન્સફેર.

## ટેબલો.

મહાકાળીના ચરણમાં પ્રભાકુમારી, રમણચંદ્ર વિગેરે વિગેરે.

**શાન્તી ! શાન્તી ! ! શાન્તી ! ! !**

॥ શ્રીગણેશાય નમઃ ॥

# શકિત-પ્રભાવ.

## નાટકના ગાયનો.

### અંક પહેલો.

(:o:)

### સ્તુતી.

દેવીઓ— ૧

વંદે વાગેશ્વરી પ્રથમ શકતી તું મહાકાળી
જ્યોતી તારી જન મન મહીં પ્રગટી રહી મૈયા....વંદે૦
દાનવનું નીકંદન તુજકરે, થાવા ધારે અવતાર,
નીચ નરાધમને સંહારી, હરતી ભુમીનો ભાર.
લીલા ન્યારી તારી ભીન ભીન સ્વરૂપ વાળી ભાળી,
મુદભર અઘહર પાવાવાળી પ્રતીમા.
એ..........લી..........તુજવીના કોઇ નહી,
મા બીર દાળી..........વંદે૦

દેવીઓ— ૨

લખેલા જે વીધી વરના લેખ લલાટે લેશ નહી ફરતા
ભુલાવે ભાવી સહુ ભુલખાય

દેવ દાનવ માનવ દુઃખી થાય (૨)
જડેલા કર્મે ન ફીટે કોટી યત્નથી નીયમીત પળે પળતા...લ૦
અલગ નીગમ, જાણે રઘુરાય
છતાં વીધી વશ થઇ વનમાં જાય (૨)
નંદના નંદન જે જગ વંદન પારધી હાથે પરવરતા....લ૦

**બાળકુમારી સખીઓ— ૩**

ચાચીએ ભારતની ભુમીની નારીયો,
દેવાંશી શક્તી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.
ભારતના ભુષણને શોભા દેનારીઓ,
જળહળતી જ્યોતી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.

**સાખી.**

મહીલા મીઠી નજરથી, હીત નરેશનું થાય;
સત્યવતીના શ્રાપથી, દુઃખી દેશ ગણાય.
એવી એ સન્નારી માનીશું માતને નમી નમી નીત્ય
અમે પુજીયે

અંતરથી ઇચ્છીએ નીરંતર નીરમળ રહી,
ભારતનું જીવન દીપાવીએ દેવી થઈ;
દૈવશ દેવી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.
....યાચીએ ભારત....

નવી કાકી— ૪

હાંરે ફુલી ફાલી જુવાની વહી જાએ (૨)
હાંરે વહી જાએ, નવ રહેવાયે—અરે૦
પરણેલો મારો સ્વર્ગે પધાર્યો
રહી વીધવા હું સદાએ જનમારો ઝેર થાયે (૨) અરે૦
શાણો છે પુરો ગુલાબ મધુરો
નીરખ્યો છે એ પ્રેમીલાને ખટકયો છે દીલમાહે (૨)
અરે ફુલી ફાલી જુવાની.

શંભુ— ૫

જુવો જગના ધુતારા, (૨)
પરાયો ચારો ચરવા; (૨)
ઘરમાં ઘુસે હરાયુ ઢોર થઇ તે આના જેવા (૨)
ચોરી કરનાર પોતે, (૨) ચોરને કયાથી ગોતે; (૨)
શઠ થઇને શેઠ બની જાય, લુચ્ચા આના જેવા (૨)
નવી કાકી છે નઠારી, (૨) ગલાબસિંહ વ્યભિચારી (૨)
બન્ને પર પડશે જુના જોડા ભાઈ આના જેવા (૨)
—જુઓ જગના૦

મલીહા— ૬

હરો રંક રૈયતના તાપો—હરો૦
પ્રજા પીડનારા નીચ નરનાં શીર શીવ સકતીથી કાપો

અનાચાર આદરનારાને ચરણુ દઈ ભુ પર ચાંપો-હરો૦
રંક શ્રીમંત સૌ સમાન માની ન્યાય નીતી મય આપો
દેશ ભક્તિમાં જીવન ગાળી નામ અજરામર સ્થાપો-હરો૦

બ્રહ્મકુમારી— ૭

વનીતા દીલનાં દુઃખડાં વામેરે,
પ્રેમી વર પામે.......પ્રમીલા પ્રેમી વર પામે.

પ્રણુયની જોડી જગમાં જામારે,
પ્રેમી વર પામે,.......પ્રેમીલા પ્રેમી વર પામે.

મળે શાન્તી સ્વામી દરશન થાતાં,
પતી સાથ અનંગ રંગમાં નાતાં;
બેઉ એકમેક-હળીમળી જાતાં.

સંચરતાં સ્વર્ગના ધામેરે.......પ્રેમી વર પામે (૨)

બ્રહ્મકુમારી-રમણુચંદ્ર— ૮

પંથીરાજ વેલેરા પધારજો હો
સ્યામ સલુણા સદા મને સ્નેહથી સંભાળજો—
રટુ માળા આપની સદૈવ પ્રેમની જાપની
વ્હાલી વીયોગે ધીર ધારજો (૩) સદા મને૦
દીધેલો પ્રેમ મારો પ્રેમીલા પાળજો
આપજ અંતરના આધાર છો (૩) સદા મને૦

શંભુ-નવરંગા-નવી } ૯
કાકી-કોટવાલ }

આતો ભારે ગોટાળો થયોરે બાપલા,
રહી ગઈ મનની માંહ્ય
થયો ન કોઇનો થાશેરે આપણો,
દગો દગાને.......ખાય. —આ૦
હાય હાય ઠગારા હું તો ઠગાઇ,
ભુંગળ વીનાની ભવાઈ;
પુરી ભજવી શંભુભાઇ,
પુત્રીની લાજ લુટાઇ. —આ૦
જા જા અહીંથી કુમજાત,
આતો ગજબની વાત,
પાકા દલાલ થઇ પુત્રીની લાજને લુટાવો તા—તો લુંટાય
સાચે સાચી અમે તુજને નવી કાકી જાણી,
કાકી પાસે દાણુ લેવા આવ્યા હશો હાણી;
મેર બીટ્યા પાજીઆ,
કુટ ત્યારે છાજીયાં હાય તને [૨) હાય (૩)

અલક-દાસીઓ— ૧૦

હાં સજની મારી અનુપમ રૂપને અંગે ધરીએ,
સુંદરતાથી પીયુનું તનમન હરીએરે—હાં૦

ગુણીયલ નારી જે નર ઘરમાં રૂપ વિનાની ભલે હશે
પતિવ્રત પાળીને પ્રીતે વાલમ વરને રીઝવશે—હાં૦
સકળ જગતમાં ઉચ્ચ મનાતી સુંદરીઓ સહુ રૂપ વડે
રંક કુટુંબમાં જન્મી તોયે રૂપ પ્રતાપે ભુપ પડે—હાં૦
શું વખાણો સહીયર મારી રૂપ ખરેખર નીચ અરે
રૂપ ગુમાવે શીર સતીનું રૂપ કંઇકનાં શીયળ હરે—હાં૦
પુછે નવ કોઇ ભાવ ભુંડી કદરૂપી કહીને દુર કરે
રૂપ વીનાની જ્યાં ત્યાં ફરતી માન નહી લવલેશ મળે—હાં૦
વશ કરનારી વાલમ વરને પતિવ્રતાના ગુણ વડે,
તરતી સ્હેજે ભવસીંધુથી પુનર્જન્મ નવ લેવો પડે-હાં૦

અષ્ટક-વીનય— ૧૧

મન મોતીને નીભાવશો,
નહી વ્હેમ વનીતા લાવશો;
પ્રેમ તારમાં ખંતે પરોવી,
અંતે ના તલસાવશો.
હૃદય હારમાં રાખું પ્યારી,
જાવું બલીહારી પીયુ તમ પર વારી
ચાલો...............
હાં૦........ચાલો.......મન મોતીને૦

---

# અંક બીજો.

રમણચંદ્ર— ૧૨

ભાસે ભયદા શુ આ
સર્વદા મનહરા વાલી વીજેતાએ ધારી
વીશમ ગતીને શું આ—ભાસે૦
આર્ત નાદો અસહ્ય શ્રવણે થઇ રહ્યા
પળ પળ કકળી ભેરવી માનશુકન દે—ભાસે૦

રમણચંદ્ર— ૧૩

જીવતર થયું હવે આ ઝેર ઝેર.
પ્રગટી છે.... ....આગ ઉર;
સંહારી નીચ નરવરને લઉં વેર વેર....જીવતર
અનળ શાખથી ચમકતો નહતો,
સચેત કીધો છે કુક દઇ દહતો,
રોળું હું રીપુને રજમાં.... ....જીવતર૦

અલકે— ૧૪

દીશે જંગલ મંગલ નાથ સાથથી સદાએ
અરસ પરસ પાસે વસવાથી
શીલા પ્રકાશે પારસનાથી
દીપે એકનાથી બીજો સાથી સદા થાએ દી૦

શશી શોભે છે સુરજનાથી
નીશા દીપે શશી પ્રગટ થવાથી
પડે રંગમાં અંગ રંગ જેવું રંગાએ. દી૰

અલક-વીનય— ૧૫
સાચા સાથી છો સ્વામી દાસીના શામળારે
મલ્યા સુખ સીન્ધુ આનંદી ઇન્દુ મારા
પ્રેમીલા પીયું પ્રાણ છો રે........સાચા૰
વિમળનાર સુખદસાર સુંદરી મારી તું પ્યારી
હૃદયહાર જીગરતાર હારા દીન હું આભારી
મોહનવર છો મારા શા વચના મૃત તારાં
મીઠાં મીઠાં લાગે સારાં—વાહવાહ ધન્ય છે—વિમળ૰

ગાયન ૧૬
અલ્લાયાર મીલે સાવલ સુંજીકી યાદ
સહેરા સમા સદાકે જાવા યારકે મહેલે—સાંવલ
ઘડ ઘડત મોરી બાય થક જાય
કાજી ખોલ કીતાબાય કીકી મસલે સુનાય—અલ્લા૰

નવી કાકી— ૧૭
પ્રેમ ઝુલેરે પ્રેમ ઝુલે દીલ ડુલે અણુમુલે
કોઇ રશીયાના નેણુ જોઇ ખુલે.
છબી મનહારી મુજ કાંપી કાંઇ જોઇ લાલ

લાલ મલકેરે કામી મનમાંને મનમાં
ચાલ મારી લટકાળી ભાળી ભટકે—પ્રેમજુવે—[૨]

નવી-કોટવાલ- ૧૮
મારી મોહનકારી કટારી હું હારી બલીહારી [૨]
પ્રીયે વાહ વાહ
પ્રેમ બાગમાં ફરશું ફરશું
મનગમતા મોહનજી વરશું
તમને આ છાતી પર થરશું
રસ સાગર ભરશું રસીલી
આ જોબનની મીઠી લેર લઇને
મોજ બન્ને કરીશું—મોહન૦

બ્રહ્મકુમારી— ૧૯
છાંયલડી આવે ને જાયે
વશ વેળા થઇ પલટાએ [૨]—છાયલડી૦
ભર્યો વીખાઇ જાએ વેળાએ મેળા પુર ભરાયે
વાજાં હર્ષનાં વાગે વેળાએ આર્ત નાદો થાએ—છાંય૦
સત્તા ધારી બાંધે જેને તે હાથે બંધાએ
વેળા વશ જગ આખુ દીસે શું વળે અકળાએ—છાય૦

નવી કાકી-કોટવાલ-શંભુ— ૨૦
ફરી ફરેતી હાયરે પતીત રોયા પાપ
છોડું ના કોટવાલ ગુલાબ પ્યારો ગુલાબ

શંભુ કરીશ નહિ બદ છાપ
હવે કરશો નહી પ્રીતડી છાની નહિ તો દઇશ જડી
અરરરરરર કેમ છુટેરે બાપ
ઢોંગી સાધુડી બની રોજ મોજ માણી;
વ્હાલી દીલજાન આપો પ્રેમ લાણી
હવે નથી થાતું ઠીવ છોડો તમે બંને પ્રીત
અરરરરરર કેમ છુટેરે બાપ. કરી૦

અલક— ૨૧

મઘમઘતી આ કળીઓ લાવી
મમ હાથે પરોવી હાર કર્યો દઉં પ્રિતમ કંઠે પે'રવી—મ૦
અમુલ્ય મુલ્યનો વખત વીંતાવી પુષ્પ સુગંધી સુમાળ બનાવી
વિનય તણી વામા બનવાનું વ્હાલા હૃદયથી વરસાવી—મઘ૦

અલક-વિનય— ૨૨

આવો આરોપું પાતળીયા માળા ફુલની
તનમન ધનથી અરે હાં (૨) તનમન ધનથી
ગુંથી મેં મોંઘા મુલની—આવો૦
નીરખી તમારી માળા મન મારે છે ઉછાળા
છે લલીત લહેજતદાર હૈયાનો હાર
માનીતી થઇને રહેજે માળ મારા બુલબુલની—આવો૦

———

# અંક ત્રીજો.

---

નવીકાકી— ૨૩

રટું હવે જોગીની રટમાળારે
રટમાળારે રટમાળારે
તનમન જોબન કરી સમર્પણ
છોડાવું જોગીના સહુ ચાળારે—રટુ હવે૦

ગાયન ૨૪

બ્રહ્માયે જે લેખ લખ્યા છે તેજ થયું કાંઈ ગમ કરોના
બનવાનું તે બની ગયું છે પાપનો ડર દીલમાં ધરોના
પવન દુર્ગનો નાશ કરાવ્યો કુદરતનો એ ધર્મ બજાવ્યો
મદાન્ધ બનતાં નાશ થાયે તેજ થયું કાંઈ ગમ કરોનાં
સ્વામી દ્રોહને દેશ દ્રોહથી મેં તો કલંકીત દેહ બનાવ્યો
આયુશ મેં તો વૃથા ગુમાવ્યું હવે તો મારો ઉધ્ધાર કરોમા
શ્રીકૃષ્ણે અર્જુનને જે કહ્યું છે ગીતાજી વાંચો શું લખ્યું છે
કર્મ છુટેથી મુક્તિ મળતી તેજ થયું કાંઈ ગમ કરોના

નવરંગ— ૨૫

અજબ દર્દ આવ્યું, આ દીલડું દુભાવે;
દુભાવે શું ભાવે, સતાવે રીબાવે,
પળ પળ એ દીવાની બનાવે ભમાવે,
આંખડી અંધ કીધી, દાંતલડી કોરી લીધી;
તાણી કુસુમ શરમારી, અણુ વીંધી વીંધી.
દર્દીલી દાદ લેવા, જાયે ક્યાં દર્દ કહેવા;
મનની મનમાં સમાયે, આવાં દુઃખ કેમ સહેવા—દુભાવે

નવરંગા-શંભુ— ૨૬

પોથી પ્રેમની પઢાવશું રે સાચા સ્નેહી શીરતાજ
થઇ શિષ્ય તમારા આવશું રે લેવા શિક્ષણને કાજ
જુઓ રશીક હૃદયશાળા સ્નેહપાયે ચણી છે
શીખો મદન પાઠ નિત્ય જેમાં અમી ઘણી છે.
છું શિશુંવયનો બાળ શીખવાની આણી છે,
પ્રેમી નજર જુઓ આ સદા તમારા ભણી છે—પોથી૦

બ્રહ્મકુમારી— ૨૭

સાખી

કરતો હવે શીદ સોચ નર બે બાહુથી બંધન થઇ
પ્રથમ ના વિચાર્યું લવલેશ તે અંતર મહીં.

જે રાજ તારે વશ હતું તે રાજ સત્તા ક્યાં ગઇ,
મહેલ મંદીર માળ છોડી દીનતાને કેમ ગ્રહી.

અરે ઓ પાપ પુંજારી,
રાજા અનાડી અંધ અશ્રુ આંખથી સારી (૨)
રડે કાં જારી આજારી—

લોભાણો લાજ મુકીને નજર પરનાર પર વાળી (૨)
ક્ષાત્રનો ધર્મ મુકીને અધમતા ખંતથી પાળી
સત્તામાં શ્રષ્ટ છે શુરો સતીનો શ્રાપ છે બુરો (૨)
ફસાયો ફંદથી પુરો ઉગરવાની નહીં બારી.

અરે ઓ પાપ પુજારી.





આ ગાયનની ચોપડી સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં,
આવેલા શ્રી " અંબિકા વિજય " પ્રી. પ્રેસમાં
હરગોવનદાસ હરકીશનદાસે છાપી.

